| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| વડાળા | ગેવીંદરામ વાઘમશી રે. વડાળા. | વડાળા | ૨૦ | ૧૦૨ | ૨૩ | રાઘવ રામ બળદાણીયા | ચોપડી આપી છે |
| | | દાદર | ૧૬ | ૭૦ | ૧૭ | ઝીણા મુળુ મેર | ચોપડી આપી છે |
| | | ઘંટીયાણુ | ૪ | ૧૬ | ૪ | થુ માળાનો પટેલ | |
| | | ખીજડીયા | ૬ | ૨૪ | ૬ | રામ પુના બળદાણીયા | ચોપડી આપી છે |
| | | થુંબાળા | ૧૩ | ૫૬ | ૧૫ | જુઠા પાતા પરડવા | ચોપડી આપી છે |
| | | | ૫૯ | ૨૬૮ | ૬૫ | | |
| ચોરવાડી | કાળાઆલા બળદાણીયા રે. ચોરવાડી | ચોરવાડી | ૨૮ | ૧૨૫ | ૨૯ | સામત ધના ડોઆ | ચોપડી આપી છે |
| | | ખીલખા | ૯ | ૩૦ | ૯ | ધના ભગા બાભણીયા | ચોપડી આપી છે |
| | | વીરપુર | ૩ | ૧૨ | ૩ | ” | |
| | | તોરણીયા | ૧ | ૫ | ૧ | ” | |
| | | ગેડીયા | ૨ | ૧૫ | ૨ | ” | |
| | | જુનાગઢ | ૨ | ૫ | ૨ | ” | |
| | | | ૪૫ | ૧૯૨ | ૪૬ | | |
| આકોલવાડી | રામ મેપા વાઘમશી રે. આકોલવાડી | આકોલવાડી | ૧૫ | ૬૨ | ૧૮ | ઝીણા દેવસી હડીયા | ચોપડી આપી છે |
| | | જાંબાળું | ૩ | ૧૧ | ૩ | આકોલવાડીયા પટેલ | |
| | | ભાખા | ૩ | ૧૧ | ૩ | ” | |
| | | જાવંત્રી | ૨ | ૬ | ૨ | ” | |
| | | વીઠલપર | ૧ | ૫ | ૧ | ” | |
| | | મંડોરડા | ૫ | ૧૮ | ૫ | રામ કાના કળસરીઆ | ચોપડી આપી છે |
| | | બાભણાસા | ૮ | ૩૨ | ૯ | માંડણ રાજા જાણોધરા | ચોપડી આપી છે |
| | | મોરૂકા | ૭ | ૨૨ | ૮ | ભાયા જેઠા વાઘમશી | ચોપડી આપી છે |
| | | ધાવા | ૪ | ૧૬ | ૪ | ” | |
| | | ભોજદેવી | ૨ | ૬ | ૨ | ” | |
| | | | ૫૦ | ૧૮૯ | ૫૫ | | |

## ૪ જમનાવડ પ્રાંત.

### પ્રાંત પટેલ ડોસા જુઠા પરઠવા. રે. જમનાવડ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| મેદરડા | સુરા ઝીણા વાણીયા રે. મેંદરડા | મેંદરડા | ૨૪ | ૯૨ | ૩૩ | આલા મેઘા ચારા | ચોપડી આપી છે |
| જમનાવડ | હમીર વીરા કાતરીયા | જમનાંવડ | ૭૧ | ૩૧૦ | ૭૮ | કેસર જેસા ચારા | ચોપડી આપી છે |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | રે. જામનાવડ | ગોલાધર | ૧૦ | ૪૦ | ૧૨ | ગેલા હીરા વાણીયા | ચોપડી આપી છે |
| | | | ૮૧ | ૩૫૦ | ૯૦ | | |
| ર્લ લાખા | કાળા અરજણ મોર | લીલાખા | ૧૪ | ૬૧ | ૧૪ | હાદા ખોડા હડીયા | ચોપડી આપી છે |
| | રે. મશીતાળા | મશીતાળા | ૩ | ૧૮ | ૩ | લીલાખાનો પટેલ | |
| | | ભંડારીયા | ૪ | ૧૭ | ૪ | „ | |
| | | દેવચડી | ૮ | ૩૭ | ૮ | ડોસા ઝીણા બળદાણીયા | ચોપડી આપી છે |
| | | | ૨૯ | ૧૩૩ | ૨૯ | | |
| ડયા | અરજણ ગોદડ ચારા | ડયા | ૨૨ | ૧૦૮ | ૨૪ | જાદવ કરસન કાતરીયા | ચોપડી આપી છે |
| | રે. ડયા | પાટીદડ | ૧૯ | ૯૮ | ૧૯ | ઝીણા જાદવ કાછડ | ચોપડી આપી છે |
| | | ચરખડી | ૧ | ૩ | ૧ | ડયાના પટેલ | |
| | | | ૪૨ | ૨૦૯ | ૪૪ | | |

# જથાવાર ઉપજ તથા એકંદર ખર્ચનો હિસાબ

**જ** — **ઉ**

૨૭૪–૦–૩ વીજપડી જથો
૨૬૦–૦–૦ મુળગા
૧૪–૦–૩ વ્યાજ

૨૭–૧૦–૦ ગાધકડા જથો
૨૬–૦–૦ મુળગા
૧–૧૦–૦ વ્યાજ

૭૦–૮–૩ આગરીયા જથો
૬૫–૦–૦ મુળગા
૫–૮–૩ વ્યાજ

૬૯–૫–૩ બારમણ જથો
૬૫–૦–૦ મુળગા
૪–૫–૦ વ્યાજ

૧૩–૦–૦ ઉમેજ જથો
૧૩–૦–૦ મુળગા
૦–૦–૦ વ્યાજ

૫૫–૨–૦ લાસા જથો
૪૯–૦–૦ મુળગા
૬–૨–૦ વ્યાજ

૫૦૯–૯–૯

૫૭–૧૪–૦ ચલાળા જથો
૫૩–૦–૦ મુળગા
૪–૧૪–૦ વ્યાજ

૭૩–૦–૬ આંબરડી જથો
૭૨–૦–૦ મુળગા
૧–૦–૬ વ્યાજ

૪૩–૦–૦ ઘરવાર નાતીલાની સહીઓ લેવા બદલ ખેપીઆ ખર્ચ

૪–૦–૩ કાગર, કવર, કાર્ડનુ ખર્ચ

૪૬–૭–૩ પા વેલા હમીર રામ પુંજા ને સાથે લઈ જ્ઞાતીમાં ફર્યા તે વખત ના તીલાને તેડવા બદલ ખેપીઆ તથા રેલ ફી ના,

૨૩–૧–૩ આંબરડી જથાના પટેલીયાને મત લેવા બોલાવ્યા તે વખતનુ ખર્ચ

૮૦૮–૧૩–૯ ચલાળા ગામે જ્ઞાતી એકઠી થઇ તે બાબત ખરચ
૭–૧૫–૬ પાન, બીડી, સોપારી ખરચ
૨૬–૧૧–૩ ગામ વાર કંકોત્રી પોંચાડવાનુંખેપ ખરચ
૫૬૪–૫–૬ ખોરાકી ખરચ
૧૬–૧–૯ શાક
૨૨૯–૯–૬ ઘી, તેલ, મશાલો
૨૩૮–૮–૦ ચોખા,મોરસ ચણાની દાલ વીગેરેમાં
૪–૫–૩ દુધ
૨–૯–૩ દલામણ
૭૩–૩–૯ રવાનો લોટ ગાંઠીયા ગોધમ

૬૮-૬-૦ વેકરીયા જથ્થો
૬૫-૦-૦ મુળગા
૩-૬-૦વ્યાજ
૪૫-૯-૯ બોરડી જથ્થો
૪૧-૦-૦ મુળગા
૪-૯-૯ વ્યાજ
૬૮-૧૫-૦ ભરડ જથ્થો
૬૮-૦-૦મુળગા
૦-૧૫-૦ વ્યાજ
૩૨-૨-૯ જેતલસર જથ્થો
૩૦-૦-૦ મુળગા
૨-૨-૯ વ્યાજ
૩૪૭
૬૧-૬-૩ મોણીયા જથ્થો
૬૦-૦-૦ મુળગા
૧-૬-૩ વ્યાજ
૬૬-૩-૦ વડાલા જથ્થો
૬૫-૦-૦ મુળગા
૧ ૩-૦ વ્યાજ
૪૭-૩-૬ ચોરવાડી જથ્થો
૪૬-૦-૦મુળગા
૧-૩-૬ વ્યાજ
૫૫-૦-૦ આકોલવાડી જથ્થો
૫૫-૦-૦ મુળગા
૦-૦-૦ વ્યાજ
૨૨૯-૧૨-૯
૩૩-૦-૦ મેંદરડા જથ્થો
૩૩-૦-૦ મુળગા
૦-૦-૦વ્યાજ

તથા બાજરા
નો લોટ વીગેરે
૫૬૪-૫-૬
૬૯-૬-૩ ચાકરી મજુરીના
૧૨-૦-૦ હજામને
૧-૦-૦ વસ્તા કાતરી
યાને દંડનો
૨૦-૭-૩ રસોયાને
૧૧-૮-૦ ત્રણ બાયોને
પાણી ભર્યા
તથા વાસણ
સાફ કર્યાના
૧૪-૦-૦ વાજાવાલાને
૫-૦-૦ નીશાળમાં
છોકરાઓને
ને પતાશામાં
૨-૦-૦ કુંડલાના
રાવળને
૩-૭-૦ ફોટો ગ્રાફરને
તેડાવવા બદલ
તાર ખરચ
૬૯-૬-૩
૧૬-૧૨-૩ ગરણાં ઠીકરાનાં ઠામ
બળતણ વીગેરેમાં
૪૩-૧૧-૦ ભાડા બદલના
૨૦-૦-૦ મ્હાજનના
ડેહેલાના
૨૩-૧૧-૦ઠાંમનાભાડાના
૭૨૮-૧૩-૯
૮૦-૦-૦ ફોટોગ્રાફ નાતીલાના
લીધા તેના ખરચના
૮૦૮-૧૩-૩

૯૫-૪-૦ જમનાવડ જથો
૯૦-૦-૦ મુંગળા
૫-૪-૦ વ્યાજ
૨૯-૫-૦ લીલાખા જથો
૨૯-૦-૦ મુળગા
૦-૫-૦ વ્યાજ
૪૫-૧૨-૦ ડયા જથો
૪૪-૦-૦ મુળગા
૧-૧૨-૦ વ્યાજ
૨૦૩-૫-૦
૫૦૯-૯-૯ ચીખલી પ્રાંત
૪૭૮-૦-૦ મુંળગા
૩૧-૯-૯ વ્યાજ
૩૪૭-૦-૦ આંબરડી પ્રાંત
૩૩૦-૦-૦ મુળગા
૧૭-૦-૦ વ્યાજ
૨૨૯-૧૨-૯ મોણીયા પ્રાંત
૨૨૬-૦-૦ મુળગા
૩-૧૨-૯ વ્યાજ
૨૦૩-૫-૦ જમનાવડ પ્રાંત
૧૯૬-૦-૦ મુંળગા
૭-૫-૦ વ્યાજ
૧૨૮૮-૧૧-૬ કુલ એકંદર
૧૨૨૯-૦-૦ મુંળગા
૫૯-૧૧-૬ વ્યાજ
૪૦-૧૪-૬ ચલાળા જ્ઞાતી સભામાં વધેલો માલ હરરાજ કરતાં ઉપજ્યાતે
રૂ ૧૩૨૯-૧૦-૦

૧૧-૦-૦ જ્ઞાતીમાં લેણાતે
૨-૦-૦ ગાધકડા જથામાં ધુવારા વાળાના
૮-૦-૦ દેવચડી ગામના મોણીઆ વાળા પાશે
૧-૦-૦ પા. વેલા હમીરને ઘો રાજી આપેલો તે
૩૬૦-૦-૦ અમદાવાદ ચોપડીઓ છપાવવા ગયા તે વખત ખરચ
૨૫-૦-૦ રેલ ફી તથા ખોરાકી ખરચના
૧૧૫-૦-૦ બ્લોક કરાવવાના
૨૨૦-૦-૦ ચોપડીઓ છપાવવાના
૧૨૦-૦-૦ છપામણી
૪૦-૦-૦ ચોપડીઓ બાંધવાના તથા કાગળના
૩૦-૦-૦ નામાની તથા ગુનો લખવાની બુકના
૩૦-૦-૦ બ્લોકઉપરથી ફોટા પડાવવા ખરચના
૨૨૦-૦-૦
૧૨૯૬-૬-૬
૩૩-૩-૬ સીલીક બાકી
૧૩૨૯-૧૦-૦

# પરચુરણ બાબત.

૧ ચીખલી પ્રાંતનાં ૯૮ તથા આંબરડી પ્રાંતનાં ૧૫૪ તથા મોણીઆ પ્રાંતનાં ૩૪ તથ જમનાવાડ પ્રાંતનાં ૩૬ મળી ૩૨૨ માણસો ચલાળા સભામાં હાજર હતાં.

૨ જ્ઞાતીના રાવળ પુના દેવાત તથા જેતા સુરા વીગેરે ૫ ઇસમો હાજર હતા. તેમને જ્ઞાતી તરફથી ૮૦ રૂ. ભેટ આપી છે. અને તેમણે જ્ઞાતીની વંશાવળીનો દાખલો આપ્યો છે.

૩ ચલાળામાં જ્ઞાતીને ૩ રાત રોકવામાં આવી હતી, શેરાનું અને મોતૈયાનું ખરચ આપવામાં આવ્યું હતું.

૪ જથાવાળાં ગામ ૩૭ તથા સાધારણ ગામ ૫૪ તથા એક ઘરવાળાં ગામ ૧૫ છે. કુલ મળી ૧૦૬ છે. તેની વસ્તી ૪૭૭૩ છે.

૫ કુલ ઘર ૧૦૪૫ છે તેમાં ખેડુનાં ૬૭૯ તથા મજુરનાં ૩૪૭ તથા નોકરનાં ૧૭ તથા વેપારીનાં ૨ છે.

૬ જ્ઞાતીમાં ઘરના માલીક ભણેલા ૬૨ છે. તે પૈકી ૪ ઘરના માલીક કેળવાયલા છે.

૭ ચીખલીમાં કાતરીયા, ડોબા, કાશીયા તથા વડાળામાં બળદણીયા તથા જમનાવડમાં વાઘમશી કવાડ તથા આંબરડીમાં પરડવા બાભણીયા તથા કાતરમાં હડીયા તથા મોણીઆમાં ચારા કળસરીયા તથા જાંબુડામાં વાણીયા તથા ચલાળામાં મોર તથા માણાવાવમાં જાણોધરા તથા પાટીદડમાં કાછડ તથા જેતલસરમાં ભડક તથા વીજપડીમાં ગુજર તથા વીરપુરમાં નાગેથા તથા કાનાતળાવમાં છેટાળા તથા વેકરીયામાં ઢોલા તથા પાણીયામાં નકુમ. આ પ્રમાણે ગામમાં તે સાખનાં ઘર વધારે છે.

૮ જ્ઞાતીમાં દસ અને તે ઉપરાંતની વસ્તીવાળાં ઘર ૩૦ છે.

૪ આહેરની ઉત્પતિની હકીકતઃ—

૧ અહી નામ સરપ અને અરીનામ દુશ્મન સરપના દુશ્મન એવા શ્રીકૃષ્ણ ભગવાન સાથે રમણ કરનાર તે આહીર જાની.

૨ સતની નામનો સુર્યવંશી નંદ થયો તેના નવ નંદ થયા તેમાંથી ૯ જાતના આહેર થયા. ૧. ધરાનંદના પાંચાળા. ૨. ઉપનંદના વાગડીયા. ૩. સોના ગણુ નંદના ચોરાડા. ૪. અભેનંદના પ્રાગથળીયા. ૫, ઉજાગર નંદના મછોયા. ૬. પશુપાળ નંદના ત્રણાર. ૭. નરીજનંદના નાઘેરા. ૮. કુરમાંનંદના કાંમળીયા. ૯. ધર્માનંદના સોરઠીયા.

તથા અવીન નામનો ચંદ્રવંશી ઉપનંદ થયો તેના નવ ઉપનંદ થયા. તેમાંથી ૯ જાતના આહેર થયા.

૧. અવેનંદના ગોવાળ વંશી. ૨. અનસવેનંદના ગોપગુજર. ૩. વેણાનંદનાં વ્રજવાસી. ૪. સામાનંદના કુંજબીહારી. ૫. અજેરાનંદના વૃંદાવન. ૬. અસીથનંદના મથુરાં નગરી. ૭. શકયનંદના વૃપાણ. ૮. અવનાસનંદના નંદગામ. ૯. નરવાસનંદના મહીકાંઠા.

આ પ્રમાણે અઢાર જાતના આહીર થયા.

૩ ગોકુળમથુરામાંથી ધરાનંદના વંશજો પાંચાળ મુલકમા આવી વસ્યા. તેથી પાંચાળા આહીર થયા, અને ત્યાંથી ‘ ગામ ’ અને દેવ ઉપરથી ૪૮ સાખ પડી તેની નીચે પ્રમાણે ઉત્પતિ છે.

## ૪૪ સાખની ઉત્પતિ તથા વંશાવળીનું પત્રક.

| સાખનું નામ. | ઉત્પત્તિ અને વંશાવળી. |
|---|---|
| કાતરીયા. | ૧ ધરાનંદની અગ્યારમી પેઢીએ કોલુ નામનો પુરૂષ કાંત્રોડી ગામમાં વસ્યો, તેથી કાતરી થયા. તેમાંથી કેટલાક સાહીપર ગામમાં વસ્યા, કેટલાક માંડળ ગામમાં વસ્યા, કેટલાકે રાંદેલ પુજી. તેથી ત્રણ પ્રકારના સાહીપરા, માંડળીયા, રાંદલીયા, કાતરીઆ થયા. |
| | ૨ કોલુ–રાજદેવ–રામદેવ–સુમેસર–સાદુલ–સોનીંગ–સાણુ–શોભા–સુમરા–પુના, માંડણ, રામ. |
| બળદાણીયા. | ૧ વીસા નામનો ઝાલો રજપુત કાતરીયામાં પરણ્યો અને બળદાણા ગામમાં વસ્યા. ત્યાંથી બળદાણીયા થયા. તેમાંથી મહુવામાં વસ્યા તથા મોડા ગામમાં વસ્યા; તથા કેટલાકે હોલ પુજી તેથી ત્રણ પ્રકારના મોગર, મરોઠીયા, હોલીયા બળદાણીયા થયા. |
| | ૨ વીરાત–માલણ–વણવીર–વાસણ–વીસો–વીકો–રામો–ધાનો–નાગાજણ–નાગ–નારણ–ધાનો–દુદો–રામ–નાગાજણ–ખીમો, વજસી, રામ. |
| વાઘમસી. | ૧ વાઘજી નામનો ચાવડો રજપુત કાતરીયામાં પરણ્યો. અને વાઘમપુર ગામમાં વસ્યા, ત્યાંથી વાઘમશી થયા પછી કેટલાકે રાંદલ તથા ચાવંડ પુજી તેથી બે પ્રકારના વાઘમશી થયા. |
| | ૨ વાઘજી–વાઘમ–રાઘા–રાણા–રાસા–રામ– વીરાત–વાસા–વસ્તા,સાદુલ. |
| પરડવા. | ૧ પુના નામનો પંડરખીયા રજપુત ખાગડમાં પરણ્યો, અને પાંડળ ગામમાં વસ્યા ત્યાંથી પરડવા થયા |
| | ૨ પુનો–પાબુ–ખીમો–દુદા. |
| હડીયા. | ૧ અભેસીંગ નામનો રાઠોડ રજપુત કાતરીયામાં પરણ્યો.હીરાસર ગામમાં વસ્યા તેથી હડીયા થયા, તેમાંથી નાગેસરી, ભમોદરીયા, કાણકીયા, ગામમાં વસ્યા. તેથી ત્રણ પ્રકારના હડીયા થયા. |
| | ૨ અભેશીંગ–જગતશીહ–રામદે–હરીસંગ–વામદે–સુરા–પદમા–પુના–રૂડા–દેવકરણ–નાગાજણ–નાગ, ભીમો, કરણો. |
| ચારા. | ૧ સુરા નામનો સીહોરો રજપુત ખાગડમાં પરણ્યો, અને ચીરોડા ગામમાં વસ્યા તથા શીરોહી દેવીને માનવાથી ચારા સાખ પડી. |

| | |
|---|---|
| | ૨ સુરા–વછરાજ–શીહોરા–વીસા–જીવા. |
| વાણીયા | ૧ રવી ભાણુ નામને પુરૂષ ખાગડમાં પરણ્યો અને આદ્ય શક્તીની વેણુમાંથી પ્રગટ થયા તેથી વાણીયા સાખ પડી. |
| | ૨ રવીભાણ–નાગ–નાગરખી–દેવો. |
| મોર | ૧ માલણુ નામને સોલંકી રજપુત ખાગડમાં પરણ્યો અને મોરથલ ગામમાં વસ્યા તેથી મોરસાખ પડી. |
| | ૨ માલણ–લાખા લખધીર–લાખા–રામ. |
| ડાભા | ૧ ધનરાજ નામના રાઠોડ રજપુતની સાતમી પેઢીએ ડોભા નામને પુરૂષ કાતરીયામાં પરણ્યો અને ડોભાના નામ ઉપરથી ડોભા સાખ પડી. |
| | ૨ ડોભા–ડાયા આના–સાજણ–જીવા. |
| બાભણીયા | ૧ રાજ દેવ નામને હાડો રજપુત કાતરીયામાં પરણ્યો અને બાભણવાડા ગામમાં વસ્યા તેથી બાભણીયા સાખ પડી. |
| | ૨ રાજદેવ–વીરમદેવ–વીરમ–પુંજા. |
| જાણુંધરા | ૧ જાણુધર નામને પુરૂષ કાતરીયામાં પરણ્યો અને તેના પુર્વજે જાણુધરી ગોત્ર દેવીમાં પ્રગટ થયા. |
| | ૨ જાણુધર–સેસરાજ–જેસા–જાદવ. |
| કવાડ | ૧ ધનરાજ નામને પરમાર રજપુત ખાગડમાં પરણ્યો અને કુવાડવા ગામમાં વસ્યો તેથી કવાડ સાખ પડી. |
| | ૨ ધનરાજ–મેઘા–જાલણ–અરસી–જોધો. |
| કાશીયા | ૧ ચાચવા નામને પરમાર રજપુત કાતરીયામાં પરણ્યો અને કાસપર ગામમાં વસ્યા તેથી કાસીયા થયા. |
| | ૨ ચાંચવા–વરૂ–પરમાર–ગોગ–ધનરાજ–ગોપાળજી–લખમણ. |
| નાગોથા | ૧ વીરમ નામને ચીરોડો રજપુત ખાગડમાં પરણ્યો અને નાગડકામાં વસ્યા તેથી નાગોથા થયા. |
| | ૨ વીરમ–નાગરખી–નાગુથા. |
| ચોટાળા | ૧ વીરમ નામને વાઘેલ રજપુત કાતરીયામાં પરણ્યો અને ચોટીલા ગામમાં વસ્યા તેથી ચોટાળા થયા. |

| | |
|---|---|
| | ૨ આના–મેપા–ગોવીંદ–ધાના. |
| **કળસરીયા** | ૧ કોલા નામનો ઢાંકેસો રજપુત ખાગડમાં પરણ્યો અને કળસાર ગામમાં આવી વસ્યો તેથી કળસરીયા થયા. |
| | ૨ કોલા–કાના–રૂડો. |
| **કાચડ** | ૧ વસ્તા નામનો ચુડા હામા રજપુત ખાગડમાં પરણ્યો અને કાચડવાડા ગામમાં વસ્યા તેથી કાચડ થયા. |
| | ૨ વસ્તા–રામ–સાંગા–કાના. |
| **ભડક** | ૧ ભારમલજી નામનો ભટી રજપુત કાતરીયામાં પરણ્યોને ભડકવા ગામમાં વસ્યા ત્યાંથી ભડક થયા. |
| | ૨ ભારમલજી–વાઘજી–ભીમા–કાના. |
| **ઢાલા** | ૧ ધવળ નામનો વાઢેલ રજપુત ખાગડમાં પરણ્યો અને ધવળસર ગામમાં વસ્યા તેથી ઢાલા થયા. |
| | ૨ ધવળ–ઢાલા–હમીર–નાથા. |
| **ગુજર** | ૧ ગંગદાસ નામનો સીસોદીયો રજપુત કાતરીયામાં પરણ્યો અને ગુજરપર ગામમાં વસ્યા તેથી ગુજર થયા. |
| | ૨ ગંગદાસ–ગોરા–મંગળ–માલા. |
| **નકુંભ** | ૧ ભારમલ્લ નામનો ગોહલ રજપુત ખાગડમાં પરણ્યો અને નડીયાદમાં વસ્યા ત્યાંથી નકુમ થયાં. |
| | ૨ ભારમલ–સાંગણ–વાસણ–વીરમ–વાઘા. |
| **વાળા** | ૧ સાજણસી નામનો વાળો રજપુત ખાગડમાં પરણ્યો અને વાળા રજપુતને લઇને સાખ પડી. |
| | ૨ સાજણસી–જાદવ–વેલા–સીયા–રાણા. |
| **ખાગડ** | ૧ આ સાખની વસ્તી વાળાકમાં છે તેથી ઉત્પતી તથા વંશાવળી લખી નથી. |
| **મકવાણા** | |
| **જીંજાળા** | |

ધનગન
ગુડરાસણીયા
સીસારા
સોલંકી
સેલોત
માલસોતર
રોઇલા
પાધરીયા
ઝીલરીયા
મછરાળા
ચાવડા
પંડરખીયા
સીણુવા
સાભરીયા
મેડા
ભાડીયા
ઝાંખરાં
જલધરા
હુમલ

૧ આ સાખ હાલ નીરવંશ છે. તેથી ઉત્પતી તથા વંસાવળી લખી નથી.



## જ્ઞાતિ આહેરની તેમાં સારૂં ધોરણ થવા બદલ ઇશ્વર સ્તુતિ.

### રાગ લલીત.

અરર ઓ પ્રભુ દીનના બંધુ, સકળ ઇશ છો સુખના સીંધુ.
અરજ એજ છે સુણજો સહી, મન ગ્રહી તમે ધ્યાનમાં લહી.

જ્ઞાતે આહેર છે નાત પાંચાળી, બાવીશ હાલ છે શાખ ચુંમાળી-
બાવીશ નીરવંશ છે કાં બીજી નાતમાં, કેમ ખબર પડે તેની વાતમાં.

લગ્ન વીવાહને ઉતર કાર્ય નો, ધર્મવાનને ધંધા રોજનો.
કલેશ કુસંપમાં ઠરાવ એક નથી, જાડી બુદ્ધિ તો સમજાતું નથી.

ઇશિ પ્રેરણા કરો સુમતી આપજો, અંતર ઉતરી કુમતિ હરજો.
કર્મ કામથી વૈશ્ય જાતિ છે, કૃષ્ણ કુળજો ક્ષત્રીય ગણાય છે.

તેજ જ્ઞાતિમાં સરળ કાયદો, ધોરણ ધારાનો ન રહે વાયદો.
એમ જો બને તો અમોને ગમે, ઉંચ જ્ઞાતિમાં મુકાય તે સમે

ધન્યવાદને આપે છે સહી, સહુ લોકતો પ્રીતિને ગ્રહી.
અમારી વાતને દીલમાં ધરો, દીન ઇશ છો તથાસ્તુ કરો.

# દીકરીના બાપ પાસે કન્યા વિક્રય નહિ કરતાં સારા પતીશું વરાવી દેવા બદલ અરજ.

### રાગ ચોપાઈ.

મારી અબળા કેરી રે વાત, તમે સુણુ જયો મારા રે તાત;
હું વીવા જેવડી છું રે મોટી, તે તો વાત નથી કાંઇ ખોટી.
પણ રૂપિયા લેવાનું ધારો, મારે સંસાર સુખ શું આરો;
મારી માતાને હું પર પ્રીત, તેનું ચાલે નહિ એક વીત.

હું તો નીસાસા નાખતી ફરૂં, મારા તાતથી દીલે રે ડરૂં;
બળદ ગાયના જેવી ગતી, તેમ આજ્ઞા પાળું સહુ છતી.
જો જયો નીદર્ય તાતનું પેટ, આખી ઉમર રહુ છેવટ;
પુત્ર કમાણી કરીને લાવે, તેથી દીલમાં પીતાને ભાવે.

પણ તપાસી શાસ્ત્ર જણાય, પુત્ર પુત્રી સરખાં ગણાય;
છતાં અમારી અરજ એવી, સારા પતીસું વરાવી દેવી.
નથી જોઇતો લાગને ભાગ, કરીયાવરમાં નથી લાગ;
મારા પૈસાથી સુખ શું લેશો, દુઃખ ઉલટાની કાણી કેશો.

ગરીબ, ગાંડો કાં છોટો મોટો, લુલો લંગડો દાનત ખોટો;
એવા પતી સાથે પરણાવી, દુઃખ દરીયે દીધી ડુબાવી.
જગ આબરૂ વધવા કાજ, મોટા વરામાં છે લોક લાજ;
એમ ધારી મોટાં ખર્ચ કરે, વર બાપને માથે ઉતરે.

જોજયો જગત કેરી મોટાઈ, શીદ કરે છે ખાલી શેખાઈ;
નાની મોટી ઉમરમાં વીવા, તેમાં શું સુખ છે લેવા દેવા.
કન્યા વર જો મોટો કાવે, વરસ પાંચ અંતરે ભાવે;
તેમાંથી સંતતી જે જે થાય, પુરાં તે બળવાન જણાય.

ખામી આરીતમાં જે જે આવે, તે તો પૈસાનો પ્રતાપ કહાવે;
તુલસી પત્રથી દીધો દાન, સ્વર્ગ લોકે થાય સનમાન.
મારાં સાસરાં કપડાં લાવે, શકતીથી ઘરેણાં રે ઘડાવે;
તમારે તેમાં કાંઇ ના કેવું, ગમતા તેના પ્રમાણે રેવું.
મારા નશીબમા સુખ હશે, લવ વેશ તો ન કાઈ જશે;
ખર આગે ભેળવશો વાડ, તેમાં તમારે શું લગવાડ.
જુઓ દાદ શું અરજી કરીએ, અમે તમારાં છોકરાં છીએ;
તમારા ધંધામાં ધ્યાન દઇ, કરજો વેવાર સાધ થઇ.
અમારા દાનથી યજ્ઞ થાશે, સગર રાજા વાત મુકાશે;
શાણા પીતા તો સમજી લેશો; મારી રાવને તથાસ્તુ કેશો.

---

## જ્ઞાતિ આહેરની અને નાત પાંચાળી તેના માટેબાંધેલું ધોરણ.

### ૧. લગ્ન સંબંધી.

#### ૧ વેવીશાળ.

૧ ગામમાં ને ગામમાં વેશવાળ કરવું નહિ. પરંતુ વેશવાળ થયા પછી તે ગામમાં રહેવા આવે તો બાદ નથી.

૨ સગા મામા ફુઇમાં કે ભાણેજની સાથે વેશવાળ કરવું નહિ.

૩ કન્યા કરતાં પાંચ વરસ સુધી મોટા વર સાથે વેશવાળ કરવું.

૪ કન્યાની પાંચ વરસની ઉંમર થયા પછી વેશવાળ કરવું.

૫ કન્યાના બાપે જેમ બને તેમ સારો લાયક વર શોધવાની કાળજી રાખી વેશવાળ કરવું.

૬ વાળાકમાં કે કછીમાં કે બીજી જાતના આહેરમાં કન્યા આપવી નહિ. તેમ લેવી નહિ.

૭ બ્રાહ્મણની પેઠે સામસામું વેશવાળ કરવું નહિ.

૮ કન્યા પ્રથમ વરાવી હોય અને વ્યાજબી કારણે વીવા પહેલાં સગપણ તુટે તો પ્રથમ સાસરાના ગામમાં વેશવાળ કરવાનો બાદ નથી. પરંતુ તે શાખમાં વેશવાળ કરવું નહિ.

૯ હડીયા ડોબાનું તથા કવાડ ને કાશીયાનું તથા બળદાણીયા ને મકવાણાનું તથા સીસારા ને વાઘમથીનું તથા મોર ને સોલંકીનું તથા ઢોલા ને છોટાળાનું તથા નકુંબ ને ગુદરાસણીયાનું તથા કસસરીયા ને વાળાનું એક ગોત્ર છે તેમાં પરસ્પર સંબંધ કરવો નહિ.

૧૦ કન્યાનું કોઇ માવતરમાં વારસદાર ન હોય તો મોસાળ પક્ષે વેશવાળ કરવાની છુટ છે. અને માવતર પક્ષે વેશવાળ કર્યા પછી માવતર પક્ષ ગુજરી જાય તો મોસાળ પક્ષે વરાવેલ ઠેકાણે વીવાહ કરવાની છુટ છે.

૧૧ એક કન્યાનું એક ઠેકાણે વેશવાળ ચાલું છે છતાં બીજે ઠેકાણે તેજ કન્યાનું વેશવાળ કરવું નહિ.

૧૨ વેશવાળની હા પડાવ્યા પછી એક માસની અંદર ચાંદલો કરવો.

૧૩ એક વરનું બે કન્યા સાથે વેશવાળ કરવું નહિ પરંતુ કન્યાનો બાપ રાજી ખુશીથી આપે તો બાધ નથી.

૧૪ જેમ બને તેમ વરના બાપે અગર બાપ ન હોય તો નજીકના વારસદારે મુદે એક માણસે વેશવાળ કરવા જવું અને એક કાચું તથા એક પાકું ખરચ આપવું.

૧૫ ચાંદલો કરનાર વીપ્રને ચાર આના આપવા બીજું કોઇને આ વખતે આપવાનું નથી.

૧૬ શ્રીફળ ૨ સાકર શેર ૧ા તથા સાદી સુતરાઉ સુંદડી ૧ કનેરી વગરની આટલી વસ્તુઓ વરનો બાપ કન્યાના બાપને આપે.

૧૭ શ્રીફળ ૧ તથા થોડી સાકર કન્યાનો બાપ વરના બાપને પાછા ઘેર જાય ત્યારે આપે.

૧૮ પ્રથમના વેશવાળ સાથે પરણીને બીજી વખતે બીજે પરણશે અને તેને કન્યાનો બાપ પરણાવશે તો બીજ વર જાણીને પણ રૂપીઆ લેવાશે નહિ.

૧૯ કન્યા ગુજરી ગયા પછી તેજ ઘરની બીજી કન્યા આપી ગઇ સગાઈ રાખવાનો બાદ નથી.

## ૨ સમુરતા.

૧ સગપણ કર્યા પછી બે વરસની અંદર સમુરતું ચડાવવું.

૨ સમુરતુ સવારમાં લઇને જવું. બે માણમથી વધારે જવું નહિ. બે પાકાં અને એક કાચું ખરચ આપવું.

૩ સમુરતું ચડાવ્યા બદલ ઘરેણાની યાદી ચોપડામાં લખવી. અને તેમાં કન્યાના બાપની સહી લેવી.

૪ સોનાની વીંટી ગદી. ૦ાા તથા કકલાં નીકોર અગર પોલાં ૨૫ ભારનાં તથા હાંસડી એક ૧૦ ભારની તથા સુતરાઉ ચુંદડી ૧ કનેરી તથા છેડાવાળી તથા અટલસની કાપડી ૧ મોળીયાં સુધાં તથા મદ્રાસીનો ઘાઘરો ૧ અટલસની કોરવાળો તથા ચાંદલા કંકુનું પડીકું ૧ તથા

શ્રીફળ ૨ તથા ગોળ મણુ ના આટલું વરનો બાપ કન્યાના બાપને આપે.

૫ વેવાહીઓમાં સામસામા ગોળ ખાવાનો રીવાજ છે તે ચાલુ રાખવો.

૬ ગામમાં દેવસ્થાનનો ધર્માદો બે આનાથી ચાર આના સુધી આપવો તથા ગોરને આઠ આના દક્ષિણા આપવી ને હજામને ચાર આના આપવા. બીજું કોઈને કંઇ આપવાનું નથી.

૭ કન્યાના બાપના ગોરને વરના બાપતર તરફથી ધોતીયું ૧ મળે છે તેના રૂ, ૨ ગોરને આપવા.

૮ સમરતું ચડાવ્યા પછી વર કન્યામાં મોટો રોગ થાય, વંઠળ કે નપુસંક નીકળે, મરણ થાય, વટલી જાય, ત્યાગી થાય, દુર દેશાવરની મુસાફરીએ જાય, નાત બહાર મુકાય વીગેરે વ્યાજબી કારણથી સગપણ તુટી જાય, તો તે વખત ચડાવેલાં ધરેણાં વરના બાપને પાછાં આપી દેવાં. વીટીં આપવાની નથી તેમ લુગડાં આપવાનાં નથી, પણ વગર કારણે કન્યા મેલી દે તો વરને ધરેણાં પાછાં આપશે નહિ.

૯ વીવાહ થાય ત્યાં સુધીમાં ધરેણાં ખોવાઇ જાય તેની જોખમદારી કન્યાના માબાપના માથે છે.પરંતુ વીવા પેલાં કે પછી ખવાઇ જાય કે અદલ બદલ થાય તો કસુરદારના ઉપર જોખમદારી છે.

૧૦ કોથળીમાં પાછું શ્રીફળ ૧ તથા ગોળ શેર ૧૧ પાછો વરના બાપને કન્યાનો બાપ આપે.

## ૩ હારડા દોરડા.

૧ સમુરતું ચડાવ્યા પછી. વીવા થાય ત્યાં સુધીનાં હુતાસણી એ એક એમ ત્રણ વરસ સુધી ત્રણ હારડા આપવા. હુતાસણીએ અવકાસ ન આવેતો જયારે વખત મળે ત્યારે આપવા પણ વરસમા મુરત વંતો હારડો એક પોચાડવો ખરો.

૨ હારડામાં પછેડી ૧ રાતી અગર ચુંદડી સાદી કનેરી છોડાવગરની તથા શ્રીફળ ૨ તથા સાંકર શેર ૧૧ આટલું આપવું.

૩ એકમાણસે જવું એક રાત રેવું એક પાકું અને એક કાચું ખરચ આપવું.

૪ વીવા ત્રણ વરસની અંદર થાય તો ઓછા હારડા આપવા અને વીવાને વધારે વાર હોય તો પછી દર વરસે સાકર શેર ૧૧ તથા શ્રીફળ ૧ મોકલાવી આપવું પણ લુંગડું આપવું નથી.

૫ હારડા નીમીતના રૂ. કન્યાના બાપે લેવાના નથી. મુરતવંતો હારડો મંગાવવો.

## ૪ વીવા.

૧ કન્યાનો બાપ લગન લખવા બાબત વરના બાપને બોલાવે ત્યારે જવું પરંતુ વરના બાપે લગ્ન કરવાની વાજબી કારણ સીવાય નાપાડવી નહિ. જેમ બને તેમ કન્યાની ચૌદ વરસની ઉમરે લગન કરવાં એક વીવે વીવા એમ ધારી નાની ઉમરમાં વીવા કરવા નહિ.

૨ લગ્નમાં મુરતવંતી પાવલી ૧ તથા સોપરી કન્યાનો બાપ નાંખે અને લગ્ન વરના બાપને આપી દેવું બ્રામણ મોકલવો નહિ. લગનની પાવલી વરના દેવને આપવી.

૩ લગ્ન માંડવો નાંખતી વખત વધાવવું અને પાછું જાન જાય ત્યાં લઇજિવુ ને તે માયરા વખતે માંડવામા બ્રામણ પાસે વંચાવવું.

૪ જેમ બને તેમ કંકોત્રી ટપાલમાં લખવી પણ ટપાલ પોંચે તેમ ન હોય કાં જરૂરી જણાય તો બ્રાહમણને મોકલવો અને કંકોત્રીમાં અવશય હોય તેના નામ લખવાં પણ ખોટા વીવેક કરવો નહિ.

૫ માંડવો નાંખી ખારેક ખજુર વહેચવાનો રીવાજ છે તે ચાલુ રાખવો.

૬ ગીતગાવાં તે માંડવો નાંખ્યા પછી ગાવાં.

૭ વરને કદાચ ફુલેકે ચડાવે પણ કન્યા ફુલકે ચઢાવવી નહિ વરનું ફુલેકુ શ્રીફળથી વધાવવું પણ પહ ભરાવવો નહિ. જમાડેતો હાથ ધરણુ કરવું.

૮ ગોતરડો ભરવનો રીવાજ છે. તે રદ કરવો.

૯ વર વિવાહ શક્તિ પ્રમાણે કરે તો બાદ નથી.

૧૦ ચાકડો વધાવવાનો જે રીવાજ છે તે ચાલુ રાખવો પરંતુ ઢોલ વધાવવાનો રીવાજ રદ કરવો.

૧૧ માણસ ૧૫ તથા ગાડાં ૨ તથા ઘોડું ૧ લઇને જવું તેનાથી કન્યાનો બાપ વધારે જાન લાવવાનું કહે તો બાદ નથી. કદાચ ઠરેલા ધોરણ કરતાં ઓછું લાવવાનું કહે તો તે પ્રમાણે વરના બાપે વર્તવુ. ધાવણો બાળક તથા ગાડા ખેડુ માણસની સંખ્યામાં ગણાય નહિ. કન્યાનો બાપ કહે તે પ્રમાણે વરના બાપને જાન લાવવાનું ન ફાવે તો પોતાને ઉતારે પોતાની ગાંઠનું ખર્ચ કરી વધારે જાન લઇ જવાનો બાદ નથી. તે વખતે જાનનાં એક માણસને પણ કન્યાનો બાપ જમવા આપશે નહિ તેમ ઉતારે પોતાની નોતર જમવા મોકલશે નહિ. ગામની જાન હોય તોપણ પરગામની જાન માફક વર્તવું.

૧૨ જાન દીવસ આથમે તે વખતેજ કન્યાનાં બાપના ગામ લઇ જવી. કોઇ અકસ્માત કારણ સીવાય મોડા જવું નહિ.

૧૩ જાનમાં માણસ ૧ થી વધારે આપણાથી અભડાય તેવાં લઇ જવાં નહિ. ઓળાવીયા તથા સરણાયા વીગેરે વાજાવાળા તથા બીજા સ્નેહી આપણું જમતા હોય તેવા લઇ જવામાં બાદ નથી

૧૪ જાન આવે કે તુરત કન્યાના બાપને સામૈયુ કરવું એકથી વધારે જાન આવવાની હોય તો બધી જાન તપાસ કરતાં આવી રહ્યાનું જણાય ત્યારે સામૈયું કરવું, કોઈ જાન કદાચ બહુ મોડી આવે તો તેની વાટ નહિ જોતાં આવેલી જાનનું સામૈયું કરી લેવું. ને બાકીની જાન જ્યારે આવે ત્યારે સામૈયું કરવું.

૧૫ સામેયા વખતે બ્રાહ્મણ બોલાવી તથા કુંવારકા કન્યાના માથે કળશને શ્રીફળ ઉપડાવી સામૈયામાં જવું ત્યાં ઝાંપે વરને ચાંદલો કરી શ્રીફળ બદલાવવાં અને કળશમાં પાવલી નાખે તે કુંવારકાને રહે.

૧૬ આ પ્રમાણે સામૈયુ કરી જાનને ઉતારો કરાવ્યા પછી જાનના તમામ માણસો સહીત વર તોરણ આવે.

૧૭ કલવો કરવાનો રીવાજ રદ કરવામાં આવેછે

૧૮ પોંખવાનો રીવાજ છે તે ચાલુ રાખવો.

૧૯ માયરાની છાબમાં સુરાશાઈ સુંદડી સાદી ૧ તથા કીનખાબનું કાપડું ૧ મોળીયાં સુધાં તથા અધરાશીનો ઘાઘરો લીલી અટલસની કોરવાળો તથા રાતી પછેડી ૧ સાદી તથા ખારેક શેર ૫ છેડા છેડીનું લુગડું ૧ તથા ચાંદલા કંકુનું પડીકું ૧ શ્રીફળ ૨ તથા પગના કરડા જુના રીવાજ મુજબ આટલું લાવવું પરંતુ વેઢલા તથા પાનેતર જાદર કાંચળી કન્યાના બાપના માથે છે

૨૦ વરના આંગાનો રીવાજ છે. તે રદ કરવો

૨૧ માયરૂં સારા બ્રામણ પાસે વીધી પુર્વક કરાવી ગણેશને પગે લગડાવી પછીથી વર તથા જાન અને નોતરના માણસ જમાડવાં બાદ જાન ઉતારે સુવે અને વર અણવર માંડવે સુવાનો રીવાજ ચાલુ રાખવો.

૨૨ માંડવામાં જમાડવાનો રીવાજ રદ કરવો જુદું જમણવાર બાંધવું.

૨૩ જાન નોતરના બળધ તથા ઘોડાને ઘાસ તથા ચારા તગા ખાણુ વીગરેની ગોઠવણ કન્યાના બાપની શકતી મુજબ કરી માંડવાનાં માણસો સાંચવે એમ કરવું

૨૪ જાનને પ્રથમ સાંજે પાકું બીજે દીવસે ગેબપો પાકું સાંજે કાચું આપી ત્રીજે દીવસ સવારમાં રજા આપવી આમાંથી ઓછા અદકું કન્યાના બાપને કરવાની છુટછે

૨૫ ચોરીના દિવસ જાનને ઉતારે રોટલા ખવરાવવાનો રીવાજ રદ કરવો.

૨૬ માંયરાની છાબમાં ખારેક શેર ૫ આપી હોય તેમાંથી વર અણવરને થાય તેટલી આથી ચોરીના દિવસ સવારમાં વર અણવરને કન્યાના બાપના ઘરમાં શીરામણી કરાવવી સાથે છોકરાં બેસારવાનો રીવાજ રદ કરવો.

૨૭ શીરામણીમાં સોપારી માગવાનો રીવાજ રદ કરવામાં આવેછે.

૨૮ વરનો બાપ રાજી ખુશીથી વરોંઠી કરેતો બાદ નથા પણ તે ને હાથ ધરણુ આપવાનો રીવાજ રદ કરવો

૨૯ ચોરી સવારમાં કરવી અને કુંભાર પાસેથી ચોરીના ઠામ લેવાં મોઘાં પડેતો હાંડા ગાગરની ચોરી કરવી

૩૦ ગારાની વેદી કરી તે ઉપર શ્રીફળ હોમાવવું તથા ખેતરપાળા ઉકરડી સાત રૂષિની થાપના કરવાનો જે રીવાજ છે તે ચાલુ રાખવો થાપનમાં પૈસો સોપારી શ્રીફળ થાપન જોઇએ તે વરનાબાપે લાવી આપવાં અને અનાજ જોઇએ તે કન્યાના બાપે આપવાં.

૩૧ કંસાર પીરસવાનો રીવાજ ચાલું રાખવો પરંતુ ચોફાળ ઓઢાડી અણવરને ખાવાનો રીવાજ છે તે રદ કરવો.

૩૨ ગણેશને પગે લગડાવી કન્યાનું માથું ગુથવા ઊતારે તેડી જવાનો રીવાજ ચાલુ રાખવો પરંતુ માથું ગુંથામણ કાંઈ આપવાનું નથી ફક્ત કન્યાના ખોળામાં ખોબો ખારેક આપવી.

૩૩ ચોરી વધાવી ચારે થંભ કન્યાના બાપને આપી દેવા. પરંતુ ગામની જાન હોય તો બે થંભ વરના બાપે લઈ જવા.

૩૪ માંડવો, વરસાવવાનો ફટાણાં બોલવાનો, ગલાલ આંખમાં નાખવાનો, ગળગળીયો ખાવાનો તેમ તે કાપડું આપવાનો, વર પક્ષનું કે કન્યા પક્ષનું પદાર્થ ચોરવાનો, જાનનાં માણસને તેલવાળા પદાર્થનો રંગ નાખવાનો, માથે પાણી ઢોળવાનો, મશકરી કરવાનો, વરનું નાક તાણવાનો સાસુનો છેડો ઝાલી રાખવાનો, ગણેશને પગે લાગવા જાય ત્યારે કમાડ બંધ કરવાનો, વરના જોડા ચાંપલીયા કરવાનો, દારૂખાનું ફોડવાનો, વીગેરે જે જે કઢંગા રીવાજ છે તે તમામ રદ કરવા.

૩૫ મોસાળ અગર ભાઇ તથા બીજા તરફથી મામેરાં લેવાનો રીવાજ છે તે ચાલુ રાખવો. અને મામેરામાં લુગડાં ઘરેણાં નહિ લેતાં રોકડું આપવું અગર જેને મામેરૂં આપવું છે તેને પૂછીને તે કહે તેમ કરવું. તથા મામેરૂં વધાવી છાબમાં કાંઇ નાણું, મામેરૂં ભેટ લેનાર મુકે તે મામેરૂં પુરનારને રહે. અને ગોર તથા ભંગીને મામેરા દીઠ અકેકો આનો મામેરૂં પુરનારે આપવો.

૩૬ સુતાર, લુવાર, કુંભાર, ગામના દેવસ્થાનનો ધર્માદો, ખંભાળીયાના બાવાજી, ભંગી, કોટવાળ, ઢેડ, ગોરનું દાપું રૂ. ૫, કન્યાના પગરખાની કીંમત, સરકાર દરબારનો હક, નીશાળ, અવેડીયા લાઇબ્રેરી, જાનીવાસ, જ્ઞાતિ દંડનો રૂપીયો ૧ તથા બીજો ગામમાં જે લાગો નાણાંનો તથા શ્રીફળનો ચાલ હોય તે કન્યાના બાપે યોગ્ય રીતે ચુકવી આપવો તે બાબત વરનો બાપ એકંદર રૂ. ૨૫ રોકડા કન્યાના બાપને આપે ઉપરાંત બેસે તો કન્યાનો બાપ આપે ખંભાળીયાનો રૂ. કોઇ ભાગમાં ન અપાતો હોય તો ત્યાં હક નથી.

૩૭ કન્યાના બાપને ચોરી, બાજોઠ, દીવો, વીગેરે બાબતમાં જુનું નવું ચલાવી તથા કોઇનો લાગો વત્તા ઓછો આપીને ઝાંપામાં ગણુ કરે તો તે લાભ કન્યાના બાપનો છે. બાજોઠ, દીવો વરના બાપને આપી દેવાં,

૩૮ ચોરી વખતે કરેલાં હાથમાં ઘરણાંમાં જેને પાછું આપવું ઘટતું હોય તેને પાછું આ વખતે આપી દેવું.

૩૯ વરના બાપ પાસેથી છાની રીતે કે પ્રસીદ્ધ ઝાંપની રકમ સીવાય બીજું નાણું કે માલ કાંઈ કન્યા નીમીત લેવાનું નથી.

૪૦ વરનો બાપ અતિ દુર્બળ હોય અને પંચને વ્યાજબી લાગે તો, ઝાંપાની નીમે અગર વતી ઓછી રકમ લેવી.

૪૧ માંમાટ બાંધવાનું તે કન્યાના બાપે કરીયાવરમાં હાંડો આ વખતે લીધો હોય તો તેનું અગર માટીના ગોળાનું બાંધવું તેમાં સુતર તથા લીસો જોઇએ તે કન્યાના બાપે આપવો તથા માં-માટમાં ભાતુ યથાશકતી તથા સોપારી, પૈસો જુના રીવાજ મુજબ નાંખવાં.

૪૨ ભદ્રાસણ યથાશકતી આપે તો ગ્નાતી ફંડમાં રૂ ૫ આપ્યા પછી છુટ છે.

૪૩ પેડું સીચાવવાનો રીવાજ છે તે ચાલુ રાખવો.

૪૪ કન્યાને રોવાનો રીવાજ છે તે રદ કરવો. કારણ વીવા વખતે રોવું એ મોટું અપશુકન છે.

૪૫ જાન પોતાને ઘેર આવે ત્યારે સામૈયું કરવું પણ કુમ દડો કરવાનો રીવાજ છે તે રદ કરવો. કદાચ ફુલથી વર કન્યા સામસામાં વધાવે તો બાદ નથી પરંતુ ગલાલ ઉડાડવો નહિ.

૪૬ ગણેશને પગે લાગવા જાય ત્યાં થાળીમાં દૂધ નાંખી કોડીયું તથા કરડે રમવાનો રીવાજ છે તે રદ કરવામાં આવે છે ફક્ત ગણેશને પગે લાગી પછી વડીલને જુના રીવાજ મુજબ પગે લાગવું.

૪૭ પોતાને ગામ દેવસ્થાન કે બ્રા. ને દાન આપવા ખુશી હોય તો આપવાનો બાદ નથી.

૪૮ ઉકરડી ઉડાડવાનો કઢંગો રીવાજ રદ કરવામાં આવે છે.

## ૫ આણાં પારિયાણાં.

૧ વીવામાં કન્યાને સાસરે એક માસ રહેવા દઇ એક ગાડું અને પાંચ માણસ અગર વરનો બાપ તેનાથી ઓછાંવતાં કહે તે મુજબ કન્યાના બાપે લઇ તેડવા જવું પરંતુ વારણા નીમતના રૂ. લેવાના તે રદ કરવામાં આવે છે.

૨ વાણંદને ચાકરીનો રૂ. ૦॥ કન્યાના બાપે આપવો. આ સીવાય બીજું કોઇને કાંઈ આપ-વાનું નથી.

૩ વરના બાપે પીયર વાટ માંગવી નહિ.

૪ વરના બાપે બે પાકાં અને એક કાચું ખરચ આપવું.

૫ વીવા કર્યા પછી દીવાળી આવે તે પેલાં દસ દીવસ અગાઉ એક ગાડું અને બે માણસે તેડવા જવું.

૬ કન્યાના બાપે બે પાકાં અને એક કાચું ખરચ આપવું.

૭ રૂપાના અકોટા ૨ તથા રાતી પછેડી ૧ કનેરી તથા છેડાવાળી તથા કીનખાબનું કાપડું ૧ મોળીયાં સુધાં તથા ઝીમી ચોળીયાની હાથ ૧૨ ની તૈયાર ખીલેલી આટલું વરના બાપે લઇને જવું.

૮ સોનાની અગર રૂપાની ત્રોટીયો પેરવાનો તથા નાકમાં ચુંક પેરવાનો રીવાજ તે રદ કરવો.

૯ વાણુંદને ચાકરીના આઠ આના આપવા બીજું કોઇને આપવાનું નથી.

૧૦ કન્યાને સાસરે એક માસ રહેવા દીધા પછી કન્યાના બાપે એક ગાડું અને એક છોકરૂં લઈ તેડવા જવું.

૧૧ પગ પરણાં કવાનો રીવાજ હોય તે ચાલુ રાખવો.

૧૨ દીવાળીનું આણું વાળ્યા પછીથી જે ખીસર આવે તે જાવા દઈ આવતી ખીસર ઊપર એક ગાડું અને બે માણસે તેડવા જવું બે પાકાં અને એક કાચું ખરચ આપવું.

૧૩ મધરાશીનું રંગેલું ઓઢણું કનેરી તથા છેડા સુધાં તથા કીનખાબનું કાપડું ૧ મોળીયાં સુધાં તથા પાણુકોરાના ચોળીયાની ઝીમી ૧ તથા પારો ગદી ૩ થી ચાર સુધીનો આટલું વરનો બાપ લાવે વરનો બાપ ગરીબ હોય ને પારો ઘડાવે નહિ તો કન્યાના બાપને માગવાનો હક નથી.

૧૪ કરીયાવર આપવાનો તે કન્યાના બાપને પથારી, તાંસળી, કળસીયો હેલ વીગેરે પોતાની શકતી હોયતો આપવાનો બાદ નથી કારણ કન્યાને આપવું તે પુન્ય ગણાય છે કન્યાનો, બાપ ઉપર કરીયાવર લેવાનો હક સમજવો નહિ.

૧૫ ઝોણાં કમળ ચાકળા તોરણ બળદ ઘોડાના સણગાર તેલની કોઠીયો વીંઝણા એવો કરીયાવર આપવાનો રીવાજ રદ કરવો.

૧૬ સોપારી, એલચી, કોથળી વીગેરે કાંઇ આપવાનું હોય તે કન્યાના બાપે આપવું પરંતુ વરના બાપ પાસેથી લેવું નહિ. ખુશી પડે તેટલું આપવું.

૧૭ ખારણાં નાંખવાનો રીવાજ છે તથા શ્રીફળ આપવાનો પ્રથમ જુનો રીવાજ છે તે ગામના લોકોએ પોતાની ઢાલ પ્રમાણે કરવું.

૧૮ વાણુંદને ચાકરીનો રૂ. ૦ાા અરધો તથા ગામના દેવસ્થાનના લાગા તથા બ્રાહ્મણ સાધુને યથાશકતી આપવું. આ સીવાય બીજાનો હક નથી.

૧૯ જમાઇને કન્યાના બાપ તરફથી કરડા ઘડાવવાનો રીવાજ છે તે રદ કરવો. તથા છેલા આણાના રૂપિયા લેવાના તે રદ કરવામાં આવે છે.

૨૦ આ છેલું આણું વળ્યા પછી માવતર અગીયારશ કે આઠમ કે બીજા પરબ ઉપર તેડવા આવે અને સાસરાં મોકલે તો જવાનો બાદ નથી પરંતુ સાસરા ના પાડે તો પરાણે જવાય નહિ.

## ૬ ખોળો ભરવો અઘરણી કે શ્રીમંતનું મહુરત.

૧ સારૂં મુરત જોવરાવી કન્યાના માવતર ઉપર કંકોત્રી લખવી. તે સીવાય બીજે કંકોત્રી લખવી નહિ.

૨ એક ગાડું અને કન્યાની મા સીવાય બીજા કોઇને જવું નહિ કારણ આ વખતે જાજાં માણસ જાય અને કજીયો થાય તો ગર્ભમાં બાળકને તેની અસર થાય.

૩ દેવનાં નીવેદ કરવાનો તથા માતા તેડવાનો તથા ગોરણી કરવાનો જેને જેમ રીવાજ હોય તેમ કરવું.

૪ ચુંદડી ૧ સાદી ધરી વગરની તથા લીલી ચુમકીયાનું કાપડું ૧ તથા પગ પથરણું તથા સોપારી શેર ૧ા તથા શ્રીફળ ૩ આટલું કન્યાના બાપે લઇ જવું.

૫ પગલાં ભરવામાં કપડું પાથરવાનો તથા સોપારી મેલવાનો રીવાજ છે રાખવો પરંતુ પહેલે પગલે ૦ાા મુકવાનો તથા ખુસ ટીયાનું શ્રીફળ આપવાનો તથા વરને પાઘડી આપવાનો તથા વરને તેના સાસરા તરફથી કોરડ કરાવવાનો તથા ફટાણા બોલવાનો એવા રીવાજ રદ કરવામાં આવે છે.

૬ ખોળો ભર્યા પછી બાઇને તેના માવતર તેડી જાયતો ૭ માસ સુધી તેડી જવાની છુટ છે.

૭ છમાસ પછી અગર તે પછીથી બાઇના સાસરાની સવડે જયારે તેડવા આવે ત્યારે મોકલવી. બાઇના છોકરા ને લુગડાં તથા ઘરેણા શકતી હોયતો બાઇના બાપે કરવાં પણ હક સમજવો નહિ. સમુરતાની હાંસડી આ વખતે કન્યાના બાપે પોતાના ભાણેજરૂને આપી દેવાની છે.

૮ બાઇનો તેના માવતરે કાળ થાયતો તેનાં લુગડાં તથા ઘરેણાં તમામ તેનાં સાસરે મોકલાવી આપવાં સમુરતા માયલું ઘરેણું હોય તે પણ આપી દેવું.

## ૭ ઘરઘરણાં.

૧ બાઇ રાંડયા પછી પોતાને દીકરો દીકરી હોય અને બેસવું હોય તો પોતાને સાસરે ખુશીથી બેસે. પરંતુ ઘરઘવા વિચાર હોય તો રાંડયા પછી ૭ માસ માવતરે બેસી ઘરઘવું.

૨ સગા કે લાળ લાંતરે દેરવટું વાળવાનો જે અસલથી રીવાજ હતો તે કાઢી નાખવામાં આવે છે એટલે દેરવટું કોઇએ વાળવાનું નથી.

૩ બાઇનાં જુનાં સાસરાંને વેલ મળશે નહિ તેમ તેને આપેલો કરીયાવર બાઇને તેમ તેનાં માવતરને પાછો મળશે નહિ.

૪ વેલ લખવાનો તથા લખણું કરવાનો રીવાજ રદ કરવામાં આવે છે. પરંતુ જીવતે પુરૂષે છેડા

છુટકો થાય તો વરની ફારગતી લખાવવી પણ તેને કાંઈ આપવાનું નથી,

૫ જે શાખની વહુ હોય તે શાખમાં તથા પ્રથમના સાસરાના ગામમાં ઘર ઘાલવી નહિ.

૬ ઘર ઘનાર બાઇને પ્રથમનાં નાનાં છોકરાં હોય તો પાંચ વરસ થતાં સુધી નવે સાશરે પાળવા લઈ જવાં અને છોકરાના માવતરમાં કે વાલીમાં કોઈ ન હોય તો કમાણી કરી શકે ત્યાંસુધી ઘર ઘનાર માણસે પાળવાં.

૭ જે ગામમાં ઘરઘવું હોય તે ગામના તથા તેના જથાના પટેલની પરવાનગી શીવાય ઘરઘવું નહિ.

૮ બર્યા થકી સ્ત્રી ઘર રોડવે નહિ તો તેને કોઇએ ઘરઘવું નહિ પણ બર્યા થકો પુરૂષ સ્ત્રીને પાળે નહિ તો તેનો ગામનો તથા જથાનો પટેલ તેના વર તરફથી લુગડાં દાણાનો બંદોબસ્ત કરી આપે.

૯ ઘરઘ્યા પછી પ્રથમના સાસરાનાં ઘરેણાં લુગડાં તે તેને આપી દેવાં.

૧૦ ઘરઘવા જવું ત્યારે એક ગાડું-અને પાંચ માણસે જવું તે શીવાય વરને પણ સાથે જવું.

૧૧ બે પાકાં અને એક કાચું ખરચ આપવું.

૧૨ મઘરાશીનું રંગાવેલ ઓઢણું કનેરી છેડા સાથે તથા કીનખાબનું કાપડું મોળીયા સાથે તથા ચોળીયાની ઝીમી ૧. તથા સોનાની વીંટી ૧ તથા અકોટા ૨ તથા વેઢલા ૬ તથા હાથનો કરડો ૧ રૂપાનો આટલું વરનો બાપ લાવે પારો ૧ ઘરઘરણામાં રૂપિયા આપવાનો રીવાજ છે તે કન્યાના બાપના માથે છે પરંતુ તે આપે નહિ તો માગવાનો હક નથી.

૧૩ ગામનો દેવસ્થાનનો ધર્માદો તથા જ્ઞાતી ફંડનો રૂ. એક, પાંચ, અને દસ ઘરઘરણાના પ્રકાર પ્રમાણે અનુક્રમે આપે તથા વાણુંદને રૂ.૧ શીવાય બીજાને આપવાનું નથી.

૧૪ બાઇને જ્યાં ઘરઘવું છે ત્યાં પ્રથમની સ્ત્રી તેમ પ્રથમનાં છોકરાં નથી તે ઉત્તમ ઘર; ઘરણું જાણવું તેના રૂ. ૭૫ લેવા અગર પ્રથમની સ્ત્રી કાં પ્રથમના દીકરા બેમાંથી એક હયાત હોય તે મધ્યમ ઘરઘરણું જાણવું તેના રૂ. ૧૨૫ લેવા અગર પ્રથમની સ્ત્રી છે તથા પ્રથમના દીકરા પણ છે તે કનીષ્ટ ઘર ઘરાણું જાણવું તેના રૂ. ૨૦૦ લેવા દીકરીઓ નીયમમાં ગણવી નહિ.

૧૫ બાઇનો પુરૂષ પરણ્યા ઘરઘ્યા પછી નપુંશક નીવડે કાં મોટો રોગી નીવડે, કે અપંગ થાય, અને બાઈ ત્યાં રહેવા ખુશી ન હોય તો ત્યાંથી છોડાવી બીજે ઘરઘાવવી પરંતુ બાઇમાં કાંઈ ખોડ હશે તો તેને તેના વરે પાળવી જોશે.

૧૬ વ્યાજબી કારણથી ઘરઘરણું થયું હોય તો બાઇનાં નવાં તથા જુનાં સાસરાં પરસપર વેર રાંખે છે તે રીવાજ રદ કરવો.

૧૭ કોઈ બાઇને ઘરઘવું નથી. તેમ તેને સાસરે પણ બેસવું નથી તો ખુશી પડે ત્યાં રહે પણ છોકરાં તથા કરીયાવરનો કબજો તેના સાસરા પક્ષનો રહેશે. પરંતુ કોઈ વારસદાર ન હોય તો બાઈ જેમ કરે તેમ છુટ છે બાઇના વરથી અગાઉની ૭ પેઢીં સુધી વારસદાર ગણાય છે.

૧૮ બાઈ રીસાય ને પોતાને માવતરે આવે તો ત્યાં માવતરે પક્ષ નહિ તાણતાં તુરત તેને સાસરે મોકલી આપવી પરંતુ બાઇ મુંઝાઇને મરે તો તે બાબત માવતર કે સાસરાં જોખમદાર નથી.

૧૯ ઉંચ યા નીચ જ્ઞાતીની સ્ત્રીને પરણવું ઘરઘવું નહિ. તેમ તેનાં છોકરાંને નાતમાં વરાવવાં નહિ.

૨૦ બાઇને ઘરઘીને તેડી જાય ત્યાં બે માસ રહેવા દીધા પછી તેના માવતરે એક ગાડું ને એક માણસે તેડવા જાવું અને બાઇને એક માસ સુધી માવતરે રોકવી.

૨૧ બાઇનાં સાસરાં તેડવા આવે ત્યારે કાંઇ શક્તી મુજબ કરીયાવર આપવાનો હોય તે આપી છેલા આણાની પેઠે વોળાવવી, કરીયાવર ન આપે તો માગવાનો હક નથી.

૨૨ બાઇનાં સાસરાંને વેશવાળ, સમુરતાં, વીવાહ આણાં ઘરઘરણાં બાબતમાં લુગડાં તથા ઘરેણાં લાવવાની જેયતા ઠરાવી છે તેમાંથી મોળામીઠો માલ લાવે તે બાબત કન્યાના માવતરને તકરાર લેવાનો નથી. મુંદે ઠરાવેલી બાત મુરત વંતી આપવી

---

## ૨ ઉત્તર કાર્ય સંબંધી.

## ૧ દેહક્રીયા.

૧ જળદાહ, અગ્નીદાહ, અરણ્યદાહ, પૃથ્વીદાહ આ ચાર પ્રકારના દાહમાંથી ફાવે તે દાહ કરવો.

૨ મરણ થાય તેના ઘેર નાતીલાએ તમામે ઘરદીઠ એક માણસે સ્નાન કરવા જાવું.

૩ મરનારના ઘેર પાંચ દિવસ સુધી રાત્રે દરેકે બેસવા જવું. ત્યાં મરનારનાં, સોપારી, બીડી કે કાંઈ વાપરવું નહિ.

૪ મરણ થનારના ઘરનાને ગામમાં રોટલા ખાવા તેડી જવાનો રીવાજ રાખવો પણ મરનારના ઘેર બાયું માણસે પોતાના રોટલા લઇ ખાવા જવું નહિ. કુટુંબની બાઇઓ રોટલા લાવી ખાય તેનો બાદ નથી.

૫ સુંવાળું ઉતારવાનો રીવાજ છે તે ચાલુ રાખવો.

૬ બાઈ માણસનું માવતરને કાંટીયું ચુકવવાનો રીવાજ છે તે ચાલુ રાખવો.

## ૨ કાણુ કરવા સંબંધી.

૧ રોવા કુટવાનો રીવાજ સારો નથી. પરંતુ મરણુ થાય તે વખત પોકારણુ રૂપ રોવાનો બાદ નથી.
૨ છાજીયું લેવાનો રીવાજ છે તે રદ કરવો.

૩ કાણે આવનાર માણસે મરણુ પછી પંદર દિવસની અંદર કાણે આવવું ત્યાર પછી અવાય તો જીભે ખરખરો કરવો પણુ રોવું નહિ.

૪ કાણે જનાર માણસે દસ દિવસ સુધી મરનારના ઘરના રોટલા ખાવા નહિ. તેમ પાણી પીવું નહિ કુટુંબને બાદ નથી.

૫ જેમ બને તેમ બાઇ માણસે કાણે જાવું નહિ. પરંતુ તેના માવતર પક્ષમાં મરણુ થાય તો જાવું.
૬ કારજ કરતા હોય એવી ખાત્રી થાય તો કારજ વખતે કાણે જાવું પણુ અગાઉ જાવું નહિ.

## ૩ દાડા સંબંધી.

૧ નાનાં છોકરાં મરી જાય તેની પછવાડે છોકરાં જમાડવામાં આવે છે તેને કુવરડાં કહે છે તો તે કરવાનો બાદ નથી. તથા જુવાન મરી જાય તેની પછવાડે બ્રાહ્મણુ, સાધુને જમાડે તેને દોયલું કહે છે તો તે કરવાનો બાદ નથી. તથા આધેડ કે વૃદ્ધ મરી જાય તેની પછવાડે નાત તથા બ્રાહ્મણુ સાધુ જમે છે તેને દાડો કહે છે તો તે કરવાનો બાદ નથી. પરંતુ તે પ્રમાણે ખર્ચ કરાવવાની નાતે ફરજ પાડવી નહિ.

૨ વેવાર આપવાનો રીવાજ કાઢી નાંખવામાં આવે છે. અને મૂઢકણાવાળાએ ફકત રૂ. ૧ મૂઢકણા દીઠ આપવો.

૩ ગામમાં દાડાનું નોતરૂં તેના કુટુંબમા કે સગામાં પાઘડીબંધ કે સાગમટે આપે તેનો બાદ નથી. પરંતુ તેના નાતીલામાં નોતરૂં કાઢે તો ઘરદીઠ છોકરૂં અગર પાઘડીબંધ અગર સાગમટે નોતરૂં આપવું પણુ કોઈ નાતીલાનું ઘર તારવવું નહિ. તેમ કોઇ નાતીલાએ આગળ પાછળનો વાંધો કાઢી નોતરૂં ઝીલવાના ના પાડવી નહિ, તથા જમવાનો જે ટાઇમ આપે તે ટાઇમે એક વખત બોલાવે કે હાજર થાવું પણુ ધકા ખવારવા નહિ.

૪ પીરસણું આપવાનો રીવાજ રદ કરવામાં આવે છે.

૫ મેલા લખવા તે જેમ બને તેમ ટપાલ રસ્તેજ લખવા.

૬ મરી ગયા પછી રાત્રે હમેશાં પોતાને ઘેર શકતી હોય તો ગરૂડપુરાણુ વંચાવે કે બીજું એક-

પણીયાં કરે તો તે ઉત્તમ છે.

૭ દાડો ઉકલ્યા પછી સોગ ભંગાવવાનો રીવાજ છે તે રદ કરવામાં આવે છે,

### ૪ દાડા પછીથી પરચુરણ વીધિ.

૧ રૂષીપંચમીના દીવસ સુંડલી, વાટકા તથા ચકરડી કળપાવવાનો રીવાજ રદ કરવામાં આવે છે. તથા રૂષીપંચમી ઘરના માણસોએ રહેવી પણ બીજે કંકોત્રી લખી કોઇને તેડાવવાં નહિ.

૨ માસીસા, ૭ માસીસા, વરસી વાળવાનો બાદ નથી.

૩ મરણની તીથી ભાદરવા માસમાં આવે છે તે વખત શ્રાદ્ધ નાંખવાનો બાદ નથી.

૪ કોઇને શંકા પડે અને કુવારાં કોઈ મરી જાય તો તેનાં નીલ પરણાવવાનો બાદ નથી પરંતુ પરણીને સંસાર ચલાવેલો હોય તેનાં નીલ કરવાં નહિ.

૫ ઉપર પ્રમણે વીધિ કોઇનું મન દુખાતું ન હોય અને કરે નહિ તેનો બાદ નથી.

---

## ૩ ધર્મ સંબંધી.

### ૧ આચાર.

૧ દીવસ ઉગ્યા પેલાં ઉઠવું, દાતણ એક સ્થાનકપર બેસી કરવું, દીશાએ જવું, ત્યારે પાણી લેવું અને પ્રથમ ડાબો હાથ બે વખત પછી જમણો તથા ડાબો હાથ ભેગા કરી બે વખત ધોવા.

૨ જેમ બને તેમ હમેશાં સ્નાન કરવું અને પોતાના ઇષ્ટદેવની પુજા કરવી.

૩ દૂધ પાણી ગાળીને વાપરવાં, લસણ, ડુંગળી, તમાકું, દારૂ, માટી, અફીણ, ચા, એ પદાર્થ ખાવાં પીવાં નહિ.

૪ કુંભાર, લુવાર, સગર સથવારા, વાણંદ, દરજી, વાંઝા એ જ્ઞાતી આપણાથી અભડાય છે તો પણ આપણે તેનું ખાવું નહિ.

૫ રબારી, ભરવાડ, ખાંટ કોળી, બાવા, વેરાગી વીગેરે જાતી સાથે જમવાનો વેવાર રાખવો નહિ.

૬ રજપુત, કાઠી, ચારણ, આપણા ઘેર અગર બીજાના ઘેર મેમાન આવે ત્યારે સાથે જમવું પણ તેના ઘેર જમવા જાવું નહિ.

૭ રજસ્વલાનો ધર્મ ત્રણ દિવસ સુધી પાળવો ચોથે દીવસે વસ્ત્રો સહીત નહાવું. તેમ બાળક જન્મે ત્યારે તેની માએ એક માસ રોટલા કરવા નાહ.

૮ જમવામાં એઠું મેલવું નહિ.

૯ ખોટું બોલવું નહિ. જુગટે રમવું નહિ. લાંચ લેવીનહી. જીવહીંસા કરવી નહિ. વીશ્વાસ ઘાત કરવો નહિ. વ્યભીચાર કરવો નહિ. ચોરવું નહિ.

૧૦ તન. મન. અને ધનથી પરોપકાર થાય તે કરવો ને જેમ બને તેમ પોતાની ગ્નાતીમાં કરવો.

૧૧ સત શાસ્ત્રનો અભ્યાસ, સતપુરૂષની સેવા અને. તીર્થ. યાત્રા કરવી.

## વીવેક.

૧ પોતના છોકરાંને બને તેટલો વિદ્યાભ્યાસ કરાવવો.

૨ અતીથીનો આદર થકી સતકાર કરવો બ્રામણ, સાધુ. વૈદો પતી વ્રતા. રાજા. અમલદાર. વીદ્વાન વૃધ્ધ શસ્ત્રધારી તેની સાથે વિવાદ કરવો નહિ.

૩ બૈરાંએ જેની લાજ કાઢવી. તેની સાંમું તેમ તે સાંભળે તેવી રીતે બોલવું નહિ.

૪ દેર, ભાણેજ, વેવાહી, તેની મશ્કરી કરવાનો રીવાજ રદ કરવો.

૫ તમામે દેશી કપડાં પેરવાં અને બાઇ માણુસનો પેરવેસ બદલાણો નથી તે ઉત્તમ છે.

૬ પંથ પાળવો તે પોતાની ખુશીપડે તે પાળવો કોઈ ધર્મનો લાગો નાતમાં પરાણે ઉઘરાવવો નહિ

૭ માવતરની સાખે દીકરી બોલાવવામાં આવેછે તે રીવાજ રદ કરવો ફલાણાની દીકરી છે એમ કહેવાનો બાદ નથી

૮ ભુત પ્રેતાદીકનો ઊપદ્રવ થાય ત્યારે હનુંમાન મંત્રકે નારાયણ કાચનો જપ કરવો પણ ડાકલાં કરવાં નહિ.

૯ નાતનો વાંધો કોરટે ચડાવવો નહિ. નાતમાંને નાતમાં પાર પાડવો.

૧૦ બારોટને માનવા. તેની પાસે પોતાનાં છોકરાંના નામ લખાવવાં તથા જયારે આવે ત્યારે ઘરદીઠ વરસે આઠ આના શીખ આપવી જેવરસે ન આવે તેની શીખ આપવાની નથી.

૧૧ રસ્તે આવતાં દેવસ્થાન. આવે તેનાં આદરથકી દર્શન કરવાં.

૧૨ મેલાં કે કંકોત્રીમા પોતાનું નામ હોયતો જવું પણ સોંડાડયા થકા જવું નહિ.

૧૧ નાતમાં જ્યારે કામ પ્રસંગે બોલાવે ત્યારે તુરત કાગડાની પેઠે જવું.

૧૨ નાતમાં ફર્યાદ આવે તેનો ફેંસલો નાત ખરચે કરવો.

૧૩ મેમાનને જેમ બને તેમ સાદુ ભોજન આપવું ડાબરીયાથી ઘી પીરસવું નહિ તપેલીથી પીરસવું અને મુખવાસ પણ ઘરધણીએ આપવો.

૧૪ પોત ને ત્યાં બાળક જન્મે તેની ચોપડામા નોંધ લખી લેવી અને જ્યારે નામ પાડવું તેપણ લખી લેવું.

૧૫ નકામા ગામતરાં કરવા નહિ તેમ જેનાં તેનાં સાધન માગી કામ લેવું નહિ જેમ બને તેમ ઘરના સાધન કરવાં.

૧૬ જેમ બને તેમ શ્રીકૃષ્ણની ઉપાસના રાખવી

૧૭ પોતાની ઉત્પન્નમાંથી દશાંશ કે વીશાંશ ધર્માદો પોતાને ગમે ત્યાં કરવો

૧૮ ખાસ કરીને તમામ એકાદશીનાં અને અવતારની જન્મતીથીના તથા શીવરાત્રીનાં વ્રત કરવા સીવાય બાઇઓ તુલસી વીવાહ કમળા હોળી જેઠ માસના રવીવાર મોળાકત બોળચોથ શીતળા સાતમનાં વ્રત કરેછે તેનો બાદનથી

---

## ૪ ધંધા સંબંધી.

### ૧ ખેતી.

૧ બળધને પંદર દિવસે એક વખતે આરામ આપવો. અને ઢોર રાખવાં તેની સારી રીતે સંભાવના રાખવી વેઠ કે અચાનક ઉપાધી આવે ત્યારે બળદ જોડવાનો બાદ નથી.

૨ પાળા બાંધીને તથા બોરડી વીગેરે હરામખોરની વસ્તી કાઢીને તથા ખાતર નાંખીને તથા સારી વાડ કરીને તથા અખતરા કરીને ખેતર સુધારવું.

૩ જુવાર, બાજરો, વણ, અરોડાં, પડતર આ પાંચ વિભાગે વાવેતર કરવું. બીજે વરસ પડતર જુવાર, અરોડા, બાજરો, વણ એ અનુક્રમે વાવેતર કરવું.

૪ ખુંટીયાના ગોઢલા કરવા નહિ. અને હીંસા કરે એવા માણસને ઢોર વેચાથી આપવું નહિ.

૫ ઘાસ ચારાનો તથા અન દ્રવ્યનો સામર્થ પ્રમાણે મોંસમે સંગ્રહ કરવો.

### ૨ વ્યાપાર.

૧ મંડળી બાંધીને, ખુંટીયા હાંકીને, સાધારણ મકાનમાં રહીને, ઘોડું નહિ રાખીને, મોટા વરા નહિ કરીને, કોઇ જાતનું વ્યસન નહિ રાખીને, દેશી કપડાં પેરીને, ધંધામાં સાવધાન રહીને. નીતિ ધર્મ પાળીને ઉપજ ખરચનું નામું લખીને કરજમાંથી મુંકત થવાની આશા રાખવી.

૨ જુગારની ખાણ નાંખીને, બીયાંરણનો સંગ્રહ કરીને સસ્તા ભાવનો માલ ખરીદ કરીને, ઘરેણા

ઉપર પૈસા ધીરીને, ઘરમાં જોઇતી સામગ્રી ચીજનો સંગ્રહ કરીને પૈસાદાર થવાની ઉમેદ રાખવી.
૩ પોતાનાં ખેતીનાં સાધનો વગર ભાડે કોઇને આપવાં નહિ.

### ૩ નોકરી.

૧ મજુરી કરીએ, સાથી રહીએ, વાણોતર રહીએ, સરકારી નોકરી કરીએ એ બધા નોકરીના ધંધા કેવાય તો જે જાતનો ધંધો આપણે કરતા હોઇએ. તો તે ધંધો સારી રીતે બજાવવો.

૨ વૈદું, કારીગરી, ઉપદેશ વીગેરે ધંધામાં પોતાનું ધ્યાન પડતું હોય તો કરવાનો બાદ નથી, પરંતુ ધર્મ જાય એવો નીચ ધંધો કરવો નહિ.

૩ નોકર તથા મજુરને ઠરાવેલા પૈસા વેળાસર આપવા. કોઇની મજુરી ભાંગવી નહિ.

---

## જ્ઞાતીનું ધોરણ લોપવાથી શું દંડ કરવો તેનો ઠરાવ.

### ૧ વેવીશાળ.

૧ ગામમાં ને ગામમાં અગર નાના વરની સાથે, અગર ઘોડીયાનું અગર મોશાળ, માવતરની પરવાનગી સીવાય વેશવાળ કરે તો દરેકનો રૂ. ૫) દંડ અને સગપણ રાખવું.

૨ સગા મામા ફુઈ કે ભાણેજની સાથે અગર એક ગોત્રમાં, અગર કાઠીયાવાડ સીવાય બીજા આહેરમાં અગર પ્રથમના સાસરાં હોય તેની સાખમાં અગર ચાલુ વેશવાળ છે છતાં તે કન્યા બીજે આપે તો સગપણ તોડી નાંખવું ને દરેકનો રૂ. ૧૦ દંડ.

૩ બ્રાહ્મણની પેઠે સામસામું વેશવાળ કરે તો પછીથી થએલું વેશવાળ તોડી નાંખવું તે દરેકનો રૂ. ૧૦ દંડ.

૪ વેશવાળની હા પડાવ્યા પછી મુદતે ચાંદલો ન કરે અગર સમુરતુ ન ચડાવે અગર હારડો ન લે તો કન્યાનો બાપ તકરાર લેતો સુચના આપવી. છતાં ન માને તો સગપણ તુટે.

૫ એક વરનું બે કન્યા સાથે વેશવાળ કરે તો પરણાવવા બાબત કન્યાનો બાપ વાંધો લે તો બેમાંથી એક કન્યા મેલી દેવી બે કન્યાનો સાથે તકરાર પડે તો પ્રથમનું સગપણ કાયમ રાખવું. સમુરતાનાં ઘરેણાં વરના બાપને આપી દેવાં.

## સમુરતાં

૧ વીવા પેલાં અગર પછીથી સગપણ તુટે ઘરેણાં વરપક્ષને પાછાં મળવાનાં તે આપે નહિ તો ઘરેણાં પાછાં અપાવવાં અને કન્યાના બાપનો રૂ. ૫ દંડ. મુરતવંતુ ઘરેણું ન હોય તો કીમત આપે.

## વીવા.

૧ વરના બાપને સાથે રાખ્યા વગર લગ્ન લખે, અગર કન્યાને કુલેકે ચડાવે. અગર જાન આવ્યા છતાં સામૈયું મોડું કરે તો કન્યાના બાપનો રૂ. ૨) દંડ કરવો.

૨ ચોદ વરસ ઉપરાંતની કન્યાં થાય છતાં વીવા ન કરે તો વીવા કરાવવો અને કસુરદારનો રૂ. ૫) દંડ કરવો.

૩ કંકોત્રી ટપાલમાં પહોંચે છતાં માણુસ મોકલે તો શીખ આપવી નહી, પણ મોકલનાર આપે.

૪ જાનનાં માણુસ તથા ગાડાં ઘોડાનું કન્યાના બાપે કહ્યા ઉપરાંત લાવે, તો માંડવે બીલકુલ જમવા આપવું નહી.

૫ જાન મોડી આવે તો વરના બાપનો રૂ. ૨) દંડ કરવો.

૬ ઠરાવથી ઝાંપાની વધારે અગર દેશકે બીજી બાબતના પ્રસિદ્ધ કે છાની રીતે ગેરવ્યાજબી લીધેલા પૈસા નાતના દંડમાં નાખવા અને કન્યાના બાપનો રૂ. ૧૦) દંડ કરવો.

## આણાં પરીયાણાં.

૧ પીયર વાટ ભાંગે અગર આણાની મુદતે આણું ન વાળે તો કન્યાને ગાડે બેસારી આપવી કસુરદારનો રૂ. ૨ દંડ.

## ઘરઘરણાં.

૧ દેરની સાથે અગર પ્રથમના સાસરાની સાખમાં અગર પ્રથમનાં સાસરાના ગામમાં અગર ઉભરોડું ઘરઘે અગર પરણે તો સગપણ તોડાવી નાખવું અને દરેકના રૂ. ૨૫) દંડ અને બાકી જાતે પરણે અગર ઘરઘે તો વરનો રૂ. ૫૦) દંડ.

૨ જથાના પટેલની પરવાનગી સીવાય ઘરઘે તો દરેકનો રૂ. ૨) દંડ.

૩ બીજી ઉંચ અગર નીચ જાતની સ્રીને પરણે અગર ધરઘે તો સગપણ તોડી નાંખવું ને વરને રૂ. ૧૦ દંડ.

૪ બર્યા થકો પુરૂષ અગર પુરૂષ મરી ગયો છે તો સાસરા પક્ષ પાળે નહી તો દાણાં લુગડાંનો બંદોબસ્ત કરી આપવો અને કસુરદારનો રૂ. ૫) દંડ.

૫ બાઇને તેનાં માવતર દીલાસો આપી ઘર રોડવવા દે નહી તો ઘરે મોકલાવી આપવી અને તેના માવતરનો રૂ. ૫) દંડ.

## ઉત્તર કાર્ય.

૧ વરવીવા કે દાડામાં કોઇ નાતીલાનું ઘર તારવે તો બીજા નાતીલાએ જમવા જાવું નહિ અને તારવા બદલ કસુરદારનો રૂ. ૧) દંડ.

૨ કોઇ નાતીલો નોતરૂં ઝીલે નહિ તો જમવા જાવા બદલ સમજાવવો અને રૂ. ૧) દંડ લેવો.

૩ મેલા ટપાલમાં ન લખતાં માણસ મોકલે તો મોકલનારને ખેપ આપવી.

૪ મરણ વખતે જે નાતીલો જાણી બુજી આભડવા ના જાય તો કસુરદારનો આઠ આના દંડ.

## ધર્મ.

૧ દારૂ માટી ખાય કે જીવ હીંસા કરે કાં જેનું ખાવાની ના પાડી છે છતાં તેની સાથે ખાય તો પ્રથમ રૂ ૫) દંડ બીજી વખત રૂ. ૧૦) દંડ કરતાં ન માને તો નાત બહાર મુકવો.

૨ ખુંટીયાનો ગોઢલો કરે કાં કરાવે તો ગોઢલાની કીંમત નાત ફંડમાં નાંખવી ઉપરાંત રૂ. ૧૫ દંડ કરવો.

૩ વરામાં જમવાનું પદાર્થ ચોરે તો કસુરદારનો રૂ. ૨) દંડ.

૪ રજસ્વલાનો ધર્મ ન પાળે તો ધર્મ પળાવવો ને કસુરદારનો રૂ. ૧) દંડ.

૫ નાતના કામમાં પટેલ અગર નાતીલાને બોલાવે છતાં જાણીબુજીને ન જાય તો કસુરદારનો રૂ.૨ દંડ.

૬ જમવામાં નાતવરામાં એઠું મેલે તો કસુરદારનો બે આના દંડ.

૭ કોઇપણ પટેલ નાતના કામમાં લાંચ લઇ કામ કરે તો લીધેલી લાંચ નાત ફંડમાં નાંખવી ઉપરાંત રૂ. ૨૫) દંડ.

૮ લાજ કાઢે તેની સાથે બોલે તો કસુર દારનો આઠ આના દંડ.

૯ નાતનો વાંધો કોર્ટે ચડાવે તો કસુરદારનો રૂ. ૧૫ દંડ અને ફર્યાદ ખેંચાવી લેવી.

૧૦ ત્રાંટીયું કેચુંક પેરે કે પ્રથમનો પેરવેશ બદલાવે તો ભુલ સુધરાવીને કસુરદારને રૂ. ૨) દંડ.

## ધંધા.

૧ બળધને પંદર દીવસે એક આરામ આપે નહિ તો કસુરદારનો ચાર આના દંડ.

૨ ધર્મ જાય એવો નીચ ધંધો કરે તો ધંધો છોડાવવો અને રૂ. ૨ દંડ.

૩ ઠરાવેલી મજુરી મજુરને ટાણુસર કે પુરતી આપે નહિ તો મજુરી અપાવવી અને આઠ આના દંડ.

## દોહરો.

જ્ઞાતીનાં હીત કારણે, રચ્યું પુસ્તક આ સાર;
અનુસરીને ચાલવું, હ્રદય ધરીને પ્યાર;
ભંગ કરે જે કાયદો, નર્ક તણો અધીકાર;
નીંદા થાયે લોકમાં, પામે બહું ફીટકાર.

૧ સ. પ. વેલા હમીરની સહી દ. પોતે.
૧ પ્રાં. પ. કાળા વાઘાની સહી દ. મામૈયા.
૧ પ્રાં. પ. ભુરા ભાયાની સહી દ. પોતે.
૧ પ્રાં. પ. ડોસા જુઠાની સ. દા ભગવાનગર.
૧ પ્રાં. પ. રૂડા નારણુની સહી. દ. જેઠાલાલ.
૧ કા. પ. લી. રામપુંજાની સહી દ. પોતે.
૧ જ. પ. રામ પુંજાની સહી દા. પોતે
૧ જ. પ. નથુ ડોસાની સહી દા. મોરારજી
૧ જ. પ. ઝીણા પુંજાની સહી દા. પોતે
૧ જ. પ. દેસુર વશરામની સહી દા. મામૈયા
૧ જ. પ. જેસા હાદાની સહી દા. પ્રેમજી
૧ જ. પ. ગોવીંદ રામની સહી દા. સામળજી
૧ જ. પ. જેસા દેવાની સહી દા. રાઘવજી
૧ જ. પ. કાળા આલાની સહી દા. રાજા રામ
૧ જ. પ. રાણા જાદવની સહી દા. કાનજી
૧ જ. પ. સુરા ઝીણાની સહી દા. નારણ

૧ જ. પ. રામ પુનાની સહી દા. પોતે

૧ જ. પ. નારણ વેલાની સહી દા. રામ

૧ જ. પ. રામ વશરામની સહી દા. જેઠાલાલ

૧ જ. પ. ભુરા દુદાની સહી દા. પોતે

૧ જ. પ. રામ સામતની સહી દા. ગોવીંદ

૧ જ. પ. ભીમા રાણાની સહી દા. પોતે

૧ જ. પ. રામ મેપાની સહી દા. હાલા

૧ જ. પ. હમીર વીરાની સહી દા. ભગવાનગર

૧ જ. પ. કાળા અરજણની સહી દા. પોતે

૧ જ. પ. અરજણ ગોદડની સહી દા. મુળુ

૧ ગા. પ. તમામની સહી દા. જુદા જુદા

૧ ગા. ભા. તમામની સહી દા. જુદા જુદા

મીતી સંવત ૧૯૭૯ ના જેઠ સુદી ૧૧ વાર મંગળવાર

લી. રામ પુંજાના જય સ્વામી નારયણ વાંચશો.

